# સ્વદેશ

[ એક ફ્રેંચ વાર્તા ઉપરથી ]

અનુવાદક :

જુગતરામ દવે

નવજીવન પ્રકાશન મન્દિર

અમદાવાદ

બે આના

# પ્રસ્તાવના

આ વાર્તામાં બતાવ્યું છે કે 'સ્વદેશ' એ એક ભારે શક્તિમંત્ર છે.

આ વાર્તાનો નાયક એક ઉગતો જુવાન હતો. તેને કોઈ જાતનું ભાન ન હતું. અચાનક એક દિવસ તેના કાનમાં એક વૃદ્ધ સ્વદેશભક્તે સ્વદેશમંત્ર ફુંકયો. મંત્ર ફુંકાતાંની સાથે તે જુવાન આખો બદલાઇ જ ગયો. તેના લોહીમાં નવો વેગ આવ્યો, તેના મગજમાં નવી ઉર્મિઓ ઉઠી, તેના હૃદયમાં નવા પ્રકાશનો ઝળહળાટ વ્યાપી વળ્યો.

એ મંત્ર સાંભળ્યા પછી સ્વદેશને ખાતર જ પોતાનું જીવતર છે એમ એ સમજ્યો. એ મંત્રને જોરે તેણે મોંઘા હાથપગ સ્વદેશને સમપર્ણ કર્યાં. એ મંત્રના જ પ્રભાવે ભાંગીતૂટી કાયાહોડીમાંયે તેણે આનન્દપૂર્વક વાસ કર્યો.

જુવાનીના જોરમાં તેને ઘણાં પાપ કરવાનો લાગ હતો. પણ સ્વદેશના પવિત્ર મંત્રે તેને ઉગારી લીધો. ઘડપણની નબળાઇમાં તે પડયો હોત તો કોઈકનો ગુલામ થઇ રહ્યો હોત. પણ સ્વદેશનો મંત્ર અન્ત સુધી તેનો બેલી રહ્યો. એ મંત્રની ખુમારીમાં તેણે પારકો આશ્રય ન સ્વીકાર્યો અને પથરા ફોડવાનો ને રસ્તા ઝાડવાનો ધંધો પણ ખુશી થઇને કબુલ રાખ્યો.

એવા અપાર શકિતશાળી સ્વદેશમંત્રનો પ્રભાવ આ વાર્તામાં બતાવ્યો હોવાથી સ્વરાજ્યસેનાના સૈનિકોને આજે તે સંભળાવું છું.

**જુગતરામ દવે**

# સ્વદેશ

---

## ૧

શીયાળો શરૂ થઇ ગયો છે અને રાત લાંબી બની છે. સવારના પહોરમાં મારી બારીમાંથી દાખલ થઇને સૂરજ હવે મને જગાડવા આવી શકતો નથી. ઉંઘ ઉડીને આંખો ઉઘડી ગયા પછી પણ પથારીની એવી મજાની હુંફ છોડીને હું બેઠો થતો નથી. રોજ સવાર પડે ને મારામાં કામ અને આળસ એ બે વચ્ચે વાદ શરૂ થાય; અને હું પણ એ બન્ને વાદ વદી રહે અને માંહોમાંહે કંઇક નિર્ણય ઉપર

આવે ત્યાં સુધી નીરાંતે ઠેઠ માથા સુધી સોડ તાણીને પડચો રહું છું.

આજ કાણુ જાણે કયાંથી સવારના પહોરમાં મારા બારણામાં થઇને કાઇના દીવાનો પ્રકાશ બરાબર મારા ઓશીકા ઉપર જ પડચો, અને મને રોજ કરતાં વહેલો જગાડી દીધો. આ પડખે થયો, તે પડખે થયો, પણ કંઈ ન વળ્યું. એ પ્રકાશે તો મોશલ બનીને મારો કેડો છોડચો જ નહિ. છેવટે મારી ધીરજનો પણ અંત આવ્યો. હું બેઠો થઇ ગયો ને મારી કાનટોપી એક કોર ફેંકી દીધી.

આજે ખરેખર હું તો બહુ ખરાબ મિજાજમાં ઉઠયો. મારા પડોશીને મનમાં શાપ આપતો હતો કે એના ભેજામાં વળી કયાંથી ભૂત પેઠું કે જે વખતે મારે ઉંઘવાની મરજી હતી તે જ વખતે એને જાગવાનું સુઝયું. આપણો જાતિસ્વભાવ જ એવો છે. બીજાઓ તેમની પોતાની સગવડોને સાચવીને જીવી શકે એ વસ્તુ આપણે ગળે નથી ઉતરતી. જુના લોકો જેમ આખું

તારામંડળ પૃથ્વીની આસપાસ ફરે છે એમ માનતા તેવું જ આપણે માનીયે છીયે. પ્રત્યેક જણ ઇચ્છે છે કે મારી આસપાસ આખું વિશ્વ ચક્કર લગાવતું રહે.

ધીમે ધીમે મારી હુંફાળી સોડમાંથી મેં પગ બહાર કાઢ્યા; સાથે સાથે પડોશીઓ વચ્ચે રહેવું એમાં કેટલો ત્રાસ હોય છે એ વિષેના ખૂરા વિચારો-ની પરંપરા તો મનમાં ચાલુ હતી જ.

જે પડોશીઓ મારે નસીબે મને મળ્યા હતા તેમની તરફથી મને મહિનો એક તો કશો ત્રાસ પડચો નહોતો. ઘણાખરા તો બિચારા કેવળ રાતની રાત પડી રહેવા માટે જ આવતા, અને પાછા ઉઠે તેવા જ ચાલી નીકળતા. આ ઉપરના માળામાં તો મારા સિવાય બીજું કોઈ જ હતું નહિ. આકાશનાં વાદળાં અને છાપરાની ચકલીઓ માત્ર માફ.

પણ પારીસમાં કોઇ ચીજ શાશ્વત નથી. જીવનનો પ્રવાહ માણસને ખડક પરથી તૂટી પડેલા પેલા છોડવાની પેઠે તાણી જાય છે; અને ઘર એ ઉતારૂઓને

લેનારાં વહાણ જેવાં છે. અમારી ચાલીમાં થઇને કેટલાયે તરેહતરેહવાર ચહેરા આવેલા ને જતા રહેલા મેં જોયા છે. કોણ જાણે કેટલાયે જણા થોડા દિવસના પડોશી બનીને પાછા હમેશને માટે અલોપ થઈ ગયા છે. કેટલાક બિચારા ભૂખના દુઃખથી જીવન-સાગરમાં ઉઠતી ભમરીઓમાં સપડાઈ ગયા હશે અને કેટલાક પેલી ગતજનોની ધર્મશાળામાં પહોંચી જઇને ભગવાનને ખોળે સુતા હશે.

પેલો ચોપડીઓ બાંધનાર પીટર આમાંથી બીજા પ્રકારનો હતો. પોતાની ને પોતાની અંદર જ સમાઈ રહીને એ એકલવાયો સગાં કે વહાલાં વિહોણો રહેતો હતો; અને જેવી દશામાં જીવતો હતો તેવી દશામાં જ તેનો અંત આવ્યો. મરીને એણે કોઇને છાતી પણ કુટાવી નહિ કે સંસારની રચનાને સ્હેજ ધોકો પણ પહોંચાડયો નહિ. ફક્ત કબ્રસ્તાનમાં એક ખાડો ખોદાયો ને પૂરાયો, અને અમારી ચાલીને દરવાજે "ઓરડી ભાડે આપવાની છે" એવું પાટીયું ટંગાયું.

એની જ ઓરડીમાં મારો આ નવો પડોશી થોડાક દિવસથી આવીને રહ્યો છે.

ખરૂં પૂછો તો (કારણ હવે તો હું પૂરેપૂરો જાગ્યો છું અને મારા મગજનો મેલ ઉંઘની સાથે જ ઉડી ગયો છે, એટલે ખરૂં પૂછો તો) આ નવો પડોશી, મારી એદી આદતને રૂચે તે કરતાં વહેલો ઉઠે છે એ ખરૂં, તોયે માણસ ભારે ભલો. માથે આવી પડેલાં સંકટોને એ જેવાં હસતે મ્હોડે અને વગરબદલાયેલે રંગે વહન કરે છે તેવી રીતે જગતમાં કિસ્મતે આપેલાં સુખ પણ બહુ જુજવા ભોગવી જાણતા હશે.

૨

પરંતુ કિસ્મતે પણ તેની ખરી કસોટી કરી છે. ચૅાફર કાકાની કાયાહોડી ભાંગીતૂટી હાલતમાં છે. તેમના એક હાથને ઠેકાણે કોટની માત્ર ખાલી બાંય ટીંગાય છે. તેમનો ડાબો પગ સુતારનો બનાવેલો

છે; અને જમણો છે તે પણ મહા મુશીબને ઢસડે ત્યારે આગળ પગલું ભરાય. પરંતુ આ બધાં ખંડિત અંગો ઉપર શાન્ત અને પ્રસન્ન એવું મુખ ઠરેલું છે. પોતાના કામનો ખરા દિલથી વિચાર કરતી વેળાએ જે તેજ તેમના ચહેરા પર પથરાય છે એ જયારે જોઇયે છીયે, દેવતાઇ અવાજને તેમના કંઠમાંથી નીકળતો જયારે સાંભળીયે છીયે ત્યારે જાણીયે છીયે કે આ અર્ધખાંડત દાબડામાં આત્મા તો અખંડિત રહ્યો છે. ચૅાફર કાકા પોતે કોઇ કોઈ વાર કહેશે કે કિલ્લામાં કયાંક કયાંક ગાબડાં પડયાં છે, પણ અંદરની સેના તો સાવ મોજમાં છે.

એ તો છે જ કે જેમ જેમ આ સુન્દર પુરુષનો હું વિચાર કરૂં છું, તેમ તેમ મારૂં અન્તર મને ઠપકો દે છે કે અરે ભૂંડા, તારી ઉંઘ ઉડાડી એટલા માટે એને એવી ગાળો દેવી ?

સાધારણ રીતે આપણા ભાઇઓ પ્રત્યે મનની અંદર આપણે ગમે તેવા બુરા ખ્યાલો કરીયે તેમાં આપણે

પાપ માનતા નથી. આપણે ધારીયે છીયે કે દુર્બુદ્ધિ જ્યાં સુધી મનમાં ને મનમાં જ રહે ત્યાં સુધી તે પાપરહિત છે. અને પછી આપણી આવી વિચિત્ર ન્યાયબુદ્ધથી જોયાતપાસ્યા વગર જ આપણે વિચારસૃષ્ટિમાં આવેલાં, પણ ક્રિયામાં હજુ પ્રગટ ન થયેલાં, પાપોને દોષરહિત ઠરાવી લઇયે છીયે.

પરંતુ આપણો એકબીજા સાથેનો સંબંધ શું કેવળ કાયદા પાળ્યા એટલે ખતમ થયો? કાયદાનાં આ બાહ્ય બન્ધનો ઉપરાંત માણસ માણસ વચ્ચે લાગણીના—હૃદયના સંબંધ નથી શું? આપણી પેઠે જ જે સૌ આ આકાશરૂપી છાપરા તળે રહેનારાં છે તેમને મદદરૂપ થઈ પડે એવાં આપણાં કૃત્યો તો હોવાં જોઇયે જ; પણ આપણા હેતુઓ પણ શું એવા નથી રહેવા જોઇતા? પ્રત્યેક માનવી જીવને આપણી સંઘાતે જ સહેલ કરવા નીકળેલી નૌકા જેવો આપણે સમજવો ન જોઇયે? માણસે બીજાનું ભૂંડું ન કર્યું એટલે જ બસ? તેમણે એકબીજાના ખપમાં આવવું

જોઇયે અને અરસપરસ હેતપ્રીત રાખવી જોઇયે. તેમની તરફ તિરસ્કાર દાખવવો—પછી ભલે તે મનમાં ને મનમાં જ હો કે કલ્પનામાં એક ચમકારા જેવો ઉગીને વિલય પામી ગયો હો તોપણ એવો તિરસ્કાર દાખવવો—એનું જ નામ ઇશ્વરી નિયમનો ભંગ. આ મૃત્યુલોકમાં સૌ પ્રાણીઓની અંદર એકતાને સ્થાપન કરનાર અને ઇશુએ જેને પ્રેમધર્મ એવું મધુર નામ આપ્યું છે તે કાયદાનો ભંગ એ તિરસ્કારમાં જ રહેલો છે.

૩

મુખમાર્જન કરતાં કરતાં આવા આવા વિચારો મારા મનમાં આવ્યા. મેં કહ્યું, ચૅાપર કાકાને મેં માનસિક અપમાન કરેલું છે. તેનું વળતર મારી પાસેથી લેવાનો તેમનો હક છે. તેમની વિરુદ્ધ જે ભૂંડી લાગણીને મેં મારા અન્તરમાં સ્થાન આપ્યું તેનો

બદલો વાળી આપવા હવે મારે મારી ભલી લાગણીની અચૂક સાબીતી આપવી જોઇએ.

એ પોતાની ઓરડીમાં કંઇક ભજનીયું ગણગણી રહ્યા હતા, એ મારા સાંભળવામાં આવ્યું. તેઓ કામે લાગેલા હતા. મેં નિશ્ચય કર્યો કે આજ હું જ જઇને એમને પહેલવહેલા રામરામ કરૂં.

સવારના આઠે હું ચૅાપર કાકાની ઓરડીએ ગયો, તો ટેબલ ઉપર એક નાનો ગ્યાસતેલનો ડબો મેલીને એ સાહેબ કંઇક કાગળનાં રમકડાં બનાવી રહ્યા હતા. એવી ટાઢ હતી, પણ કંઇ ઓઢયું તો શેનું જ હોય! કાગળ કાપતાં કાપતાં કંઇક ભજન ધીરે સૂરે લલકારી રહ્યા હતા. હું ઓરડીમાં પેઠો એટલે એમના હરખનો ને અચંબાનો પાર જ ન રહ્યો.

“ ઓહો! કોણ તમે ? આ પડખેની ઓરડીમાં રહો છો એ જ ની ? આવો, આવો, બેસો. મને લાગતું હતું કે અત્યારના પહોરમાં તમે શાના જાગતા

હશો. એટલે મારું ભજન મેં તો સાવ દાબી દીધેલું. હું મારા રંગમાં આવીને રાગડા તાણું તો વળી તમારી ઉંઘમાં ક્યાંક ખલેલ પડે. ”

ડોસાની ભલાઈ તે કંઈ જેવીતેવી! હજી આજ પરોઢીયે જ હું તો એમને યમદૂતોને ભળાવી રહ્યો હતો, ત્યાં એમણે પોતાની ભલાઇથી મને પોતાને જ ખસી મારગ દઈ દીધો.

આ વિચારથી મારું હૃદય દ્રવ્યું. મેં કહ્યું: “ મારાં ધન્યભાગ્ય સમજું છું કે આપના સરખા મારા પડોશમાં આવીને વસ્યા છો. ” આ કહેવામાં હું કેવળ લૂખો વિવેક જ બતાવતો ન હતો એ તેઓ સારી પેઠે સમજી ગયા, એટલે તેમણે પણ દિલના દરવાજા મોકળા મુકી દીધા.

તેમણે પ્રેમથી મારો હાથ દબાવ્યો અને ખરા યોદ્ધાને છાજે એવાં વચન મને કહ્યાં. “ ખરેખર, તમારો દેખાવ તો દેવના ઘરના નિષ્પાપ માણુસ જેવો છે. નહિ તો, એવા ઘણાયે મેં જોયા છે કે

જેઓ દુશ્મનની રૈયતને વિજયી સિપાઇઓ રંજાડે તેની પેઠે પોતાના પડોશીઓને હેરાન કરે છે. એવા માણસો મને જરાયે ન ગમે. માણસો એક જ હવા લઇને જીવતા હોય, એક જ બોલી બોલતા હોય, અને છતાં એકબીજાનું મ્હોં જોવાનોયે વહેવાર ન રાખે એ તો સાવ અજુગતું કહેવાય.—બેસો બેસો ની, ભાઇ; હું તમને હુકમ નથી કરતો, હં; પણ એ ખુરસી જરા સંભાળવી પડે તેવી છે. એને ત્રણ જ પાયા છે અને ચોથાને ઠેકાણે ભલમનસાઇનો પાયો બેસાડી દેવો પડશે."

મેં કહ્યું: "એ ભલમનસાઇના તો અહીં ભંડાર ભર્યા હોય એમ લાગે છે."

"ભલમનસાઈ?" ચૅાપર કાકાએ ઉત્તર આપ્યો: "મારી માતા મારે માટે જે માયા મેલી ગઈ છે તે એ ભલાઇ જ છે. અને હું ધારૂં છું કે એના કરતાં ચઢી-યાતો વારસો મેળવનાર ભાગ્યે જ કોઇ જનેતાનો

જાયો મળશે. અને અમારી સેનામાં સહુએ મારૂં નામ સંતોષીરામ પાડેલું એ તેથી જ. "

૪

"તમે તો ત્યારે સિપાહી છો શું ?"

"આપણું પ્રજાસત્તાક રાજ્ય થયું ત્યારે કેટલોક વખત હું ત્રીજા તોપખાનામાં ગોલંદાજ હતો; અને ત્યાર બાદ શાબંદીમાં પણ કામ કરેલું. એ સ્વાતંત્ર્યયુદ્ધના એકેએક પ્રસંગમાંથી હું પસાર થયો છું. જેમ્માપિસમાં પણ હું હતો અને વૉટરલૂમાં પણ હું હતો; એટલે એમ પણ કહી શકાય કે આપણી કીર્તિના છઠ્ઠીના સંસ્કાર વખતે પણ મેં ભાગ લીધો, તેમ તે જ કીર્તિના બારમામાં પણ મેં ભાગ લીધો."

વિસ્મયથી સાથે હું એમની સામું જોઇ રહ્યો.

"વારૂ, જેમ્માપિસ વખતે આપ કેવડા હશો ?" મેં પૂછ્યું.

"થયાં હશે પંદરેક વર્ષ." તેમણે જવાબ આપ્યો.

"એટલી નાની ઉમરે સિપાહી બનવાનું આપને ક્યાંથી સુઝ્યું ?"

"મને પોતાને તો પહેલાં એવું કશું સુઝેલું નહિ. તે વખતે હું તો રમકડાં બનાવી ખાતો, અને મને સ્વપ્નામાંયે નહોતું લાગતું કે ફ્રાન્સનાં છોકરાંને માટે પુતળીઓ, ચકલીઓ કે દડા તૈયાર કરવા કરતાં કંઈક બીજી સેવા ફ્રાન્સ મારી પાસેથી માગશે. પરંતુ વિન્સેનિસમાં મારા એક કાકા રહેતા હતા તેમને હું વખતોવખત મળવા જતો. ફૉન્ટિનૉઇની લડાઇમાં તેમણે સરસ કામ કરી બતાવેલું. હોદ્દામાં તો એ મારા સરખા હતા, પણ સેનાપતિ બનવા જેટલી લાયકાત તેમની અંદર હતી. કમનશીબની વાત એ હતી કે એ સમયમાં સામાન્ય માણસને માટે આગળ આવવાનો માર્ગ જ નહોતો. મારા કાકાએ જે સેવાઓ અહીં બજાવેલી છે એવી જો બીજે ઠેકાણે બજાવી હોત તો આજ તો એ એક નાના

સરખા રાજા બની ગયા હોત. પણ અહીં તો ઘડપણને લીધે નોકરીમાંથી નિવૃત્ત થવાનો સમય આવ્યો ત્યારે માંડ એક હવાલદારની જગ્યાએ પહોંચવા પામ્યા હતા. નહિ, પણ તમારે એમને એમના સૈનિક પોશાકમાં,—સેન્ટ લુઇનું ક્રૉસ છાતી પર લટકી રહ્યું હોય, ધોળી મુછો ફરફરતી હોય, ચહેરા પર ઉમદા તેજ છાઈ રહ્યું હોય, એવી દશામાં જોવા જોઇયે. તમે કહેશો કે આ તો પેલા વર્સેઇલીવાળા વૃદ્ધ યોદ્ધાઓમાંનો જ એક નમુનો છે.

મારી મુલાકાતને એકેએક પ્રસંગે એ મને એવું કંઇક કહેતા કે જે મારા મનમાં કોતરાઇ રહેતું. પણ એક દિવસ હું તેમને મળવા ગયો ત્યારે એમની મુદ્રા મેં વિશેષપણે ગંભીર જોઈ."

## ૫

"એમણે કહ્યું: 'જિરોમ, આજકાલ સરહદ પર શું શું ચાલી રહ્યું છે તેની તને ખબર છે?'

'ના, જી.'

'ઠીક, ત્યારે સાંભળ; આપણા દેશ પર વાદળ ઘેરાયાં છે.'

મને બરોબર ન સમજાયું, પણ મનમાં ચિન્તા તો પેઠી જ.

'તને કાં તો ભાન પણ નહિ હોય કે આપણો દેશ એ વળી શું.' મારી પીઠ પર હાથ મુકીને તેમણે આગળ ચલાવ્યું: "આ બધું જે તારી ચોમેર રહેલું છે, જેની વચ્ચે તું ઉછર્યો, જેની અંદરથી તને રોટલો મળે છે, આ મારૂં એમ ગણીને જે જે તને પ્રાણ સમાન વહાલું લાગે છે—એનું નામ સ્વદેશ. આ સામે દેખાય એ લીલાં ખેતરો, આ ઘર, આ ઝાડ, પેલી હસતી કુદતી ચાલી જાય એ બાળાઓ—એનું નામ તે તારો સ્વદેશ. તારૂં રક્ષણ કરનારા કાયદા, તારી મહેનતના ફળ રૂપે મળેલો રોટલો, જે માણસો અને ચીજોની વચ્ચે તું રહે છે તેમની તરફથી તને મળતાં સુખ કે દુઃખ–એ તારો સ્વદેશ. તારી માતાની

રાજની રહેણાકની પેલી ઓરડી, તારી માતા તરફથી તને મળેલી યાદગીરીઓ, તારી માતા જ્યાં ભૂમિના ખોળામાં પોઢી છે તે સ્થાન—એનું નામ તે માતૃભૂમિ. એ માતાને જ તું જોઇ રહેલો છે, તારા શ્વાસોચ્છ્વાસમાં તું એ માતાને જ ભરી રહ્યો છે. તારા હક અને તારી ફરજોનો, તારી પ્રીતિનાં સ્થાનોનો, તારી જરૂરીયાતની વસ્તુઓનો, તારાં વીતકનો અને ચાલુ સ્થિતિનો ખ્યાલ કર.—આ બધું ય ફકત એક જ શબ્દમાં કહેવું હોય તો એ શબ્દ છે-માતૃભૂમિ-સ્વદેશ.'

ઉશ્કેરાયેલી લાગણીઓથી હું કાંપતો હતો અને મારી આંખોમાં આંસુનાં ઝળઝળીયાં આવી ગયાં હતાં.

'હં, હં, સમજ્યો.' હું બોલી ઉઠયો: 'સ્વદેશ એટલે વિશાળ રૂપમાં આપણું ઘર જ. સ્વદેશ એટલે દુનીયાનો તે પ્રદેશ, કે જેની અંદર જગન્નિયંતાએ આપણા દેહ અને આત્માને ઉતાર્યા છે.'

'તારૂં કહેવું સાચું છે, જિરોમ.' એ વૃદ્ધ સૈનિકે કહ્યું: 'ત્યારે હવે તો તું સમજી શકે કે એ માતૃભૂમિ પ્રત્યે આપણું કેટલું ઋણ છે.' મેં કહ્યું: 'બેશક, જે કંઇ ઝવેરાત આપણી પોતાની અંદર હોય તે સમસ્ત આપણું સ્વદેશ પ્રત્યેનું ઋણ જ છે તો. એ તો પ્રીતિનો સવાલ છે.'

'અને ધર્મનો સવાલ પણ ખરો.' એ વૃદ્ધ સૈનિક બોલી ઉઠયા: 'કુટુમ્બમાં રહીને જે માણસ ભાગેપડતું કામ અને ભાગેપડતું સુખ કુટુમ્બને આપતો નથી તે ખોટો કુટુમ્બી ગણાય. એક ધંધામાં ભાગ રાખ્યા પછી જે ભાગીદાર એ ધંધાને ફત્તેહમંદ કરવાને અર્થે પોતાનામાં હોય તેટલું સર્વ બળ અને હિંમત ખરા અંતઃકરણથી રેડતો નથી તે ભાગીદાર તેના ભાગીયાઓથી દગો રમ્યો એમ સમજવું. તે અપ્રામાણિક માણસ થયો. એવી જ વાત રૈયત કે શહેરીની છે. સ્વદેશ પોતાનો હોવાથી તેના જે જે લાભ હોય તે ભોગવવા, અને સ્વદેશનો કંઇક બોજો જ્યારે

ઉપાડવાનો આવે ત્યારે ખસી જવું—એવા માણસથી આબરૂ તલ્લાક કરી જાય છે; એવો માણસ ખોટો શહેરી જાણવો.'

'જી, ત્યારે જમાદાર સાહેબ, ખરા શહેરી બનવું હોય તો માણસે કેમ વર્તવું?'

'તારા પિતા કે તારી માતાને માટે જેટલું કરે તેટલું તારા દેશને માટે કરજે.' એ તેમનો જવાબ હતો."

૬

"તે વખતે તો મારાથી કશો ઉત્તર આપી શકાયો નહિ. મારૂં હૃદય ધડકતું હતું અને નાડીઓમાં લોહી ઉકળી ગયું હતું. પણ ઘેર જવા નીકળ્યો ત્યારે રસ્તામાં ચાલતાં ચલાતાં મારા કાકાનાં વચનો મારી નજર સામે અંતરીક્ષમાં લખેલાં મને દેખાતાં હતાં. હું એ વચનો મનમાં મનમાં બોલ્યો: 'તારી માતા તથા પિતાને માટે જેટલું કરે તેટલું તારા દેશને માટે

કરજે.'—અને મારા દેશને માથે તો વાદળ ઘેરાયાં છે, દુશ્મને તેના ઉપર આક્રમણ કર્યું છે; અને આવે વખતે હું શું કરૂં છું? દડા અને રમકડાં બનાવતો બેસી રહ્યો છું.

આ વિચાર મને રાત બધી એવો સાલ્યો કે બીજે દહાડે એ વૃદ્ધ સૈનિકને વિન્સેનિસમાં મળવા ગયો ત્યારે તો હું એમને ખબર આપી શક્યો કે હમણાં જ ભરતીમાં નામ નોંધાવીને ચાલ્યો આવું છું અને સરહદ ઉપર જવાનું ઠર્યું છે. એ શૂરા બુઢ્ઢા સૈનિકે પોતાના સેન્ટ લુઇના ચાંદ સરસો મને ચાંપ્યો. મારા મનમાં તો હું ત્યારે એક મોટો સેનાપતિ હોઉં એવો ફુલાતો હતો.

ત્યારે સમજ્યા ભાઇ, મ્હોડે મૂછનો દોરો પણ ફુટયા પહેલાં હું પ્રથમ આપણા લોકરાજ્યના એક સ્વયંસેવક તરીકે દાખલ થયો તે આવી રીતે."

આ આખી વાત શાન્ત અને પ્રફુલ્લિત ચિત્તે તેમણે કહી. એમના અવાજથી દેખાતું હતું કે

તેમણે પોતે અદા કરેલી ફરજમાં કોઇના ઉપર મોટો ઉપકાર કર્યો હોય એવું પણ તે જોતા નથી, તેમ એ ફરજ બજાવતાં પોતાનું કંઇ બગડયું હોય એમ પણ એ નથી સમજતા.

આ વાત કરતાં ફાધર ચૅાફર ઉત્તેજનાવશ થઇ ગયા હતા. આપવીતી યાદ આવવાથી નહિ, પણ એ વિષય જ એવો હતો. જીંદગીના નાટકમાં એમને આટલો બધો રસ પડતો, તે પોતે એ નાટકમાં કોઈ મોટો વેશ ભજવવાના હતા તેથી નહિ, પણ આખા નાટકનું વસ્તુ જ તેવું હતું.

## ૭

**આ**વા પ્રકારની સ્વાર્થત્યાગની વૃત્તિ જોવાથી મારી ઉપર સારીપેઠે અસર થઈ. મેં ઉઠી નીકળવાની ઉતાવળ ન કરતાં વાત ચાલવા દીધી અને મેં પણ બધી પાપછૂટી વાત જ તેમની આગળ કરી.

બદલામાં એ પણ પાપછૂટી વાત જ કરે એ મારે જોઈતું હતું. એક કલાકમાં તો મારી સ્થિતિ, મારી આદતો બધું તેમણે કળી લીધું; જૂની ઓળખાણ હોય એવો હું બની ગયો.

તેમનો દીવો જોઇને થોડા જ વખત પહેલાં મેં તેમને મનમાં કેવી ગાળો આપેલી તે પણ મેં તો કહી દીધું. મારાં વચનોને એ બારે મોજની સાથે સાંભળતા હતા અને જવાબ પણ તેવા જ ગમ્મતી આપતા હતા. અવિકારી હૃદયમાંથી જ એ આનંદ નીકળી શકે. પ્રત્યેક પદાર્થની ઉજળી બાજુ જ જોવાની જેને ટેવ હોય તેનામાં જ એટલો આનંદ સંભવે. જે વખતે મને સુખે સુઇ રહેવાનું મળતું હતું તે વખતે તેમને કામ કરતા શા સારૂ બેસી રહેવું પડે છે, જુવાન કારકુનના મોજશોખ સાથે સરખાવતાં બુઢ્ઢા સિપાઇની હાલત કેટલી તંગીની અને ગરીબ છે, એ બાબતનો હરફ સરખોયે તેમણે મ્હોડામાંથી ઉચ્ચાર્યો નહિ. તેમણે તો પોતાને કપાળે ટાપલી મારી અને

કહ્યું કે ખરેખર મને એનો વિચાર સરખો નથી. હવેથી જરૂર હું મારાં બારણાં આડો પડદો નાંખતો જઈશ.

શી મોટાઇ અને શી સુન્દરતા આ જીવની ! કોઈ વાતમાં તેને કડવાશ તો થતી જ નથી. પોતાનો ધર્મ છે, પરોપકાર છે એમ સમજીને જ તે બધું કરે છે.

*　　　*　　　*

## ૮

ભીંત ઉપર મેં પોતે સુંદર ફ્રેમમાં મઢેલું એક ચિત્ર ટાંગેલું હતું. તેની સામે આજ સવારના પહોરમાં જોઇ રહ્યો હતો. તે ટોવર્નીનું એક આલેખન છે અને તેમાં તેણે બહુ ગંભીરભાવ સાથે બુઢ્ઢો સિપાઈ અને લશ્કરમાં નવો નવો ભરતી થયેલો જુવાન એ બન્નેને સાથે બતાવેલાં છે.

આ બે ચિત્રોના ભાવ બહુ જ પરસ્પર-વિરોધી હતા, અને છતાં એ બન્નેમાં સાચું જીવન

ઝળકતું હતું. મેં એ ચિત્રોને એટલાં બધાં નીહાળ્યાં હતાં, તેનું એટલું બધું ધ્યાન ધર્યું હતુ કે મારી આંખમાં તો તે હવે એક જીવંત સૃષ્ટિ જ બની રહ્યાં છે. મેં તેમને ચાલતાં ભાળ્યાં છે, મેં તેમને બોલતાં દીઠાં છે; એ ચિત્રો એક જીવતુંજાગતું દશ્ય બન્યાં છે. અને હું એ દશ્યને જોનારો પ્રેક્ષક બન્યો છું.

વૃદ્ધ સિપાહી એ નવીન જુવાનને ખભે હાથ મેલીને આસ્તે આસ્તે ચાલે છે. સદાને માટે બીડાયેલી રહેતી તેની આંખો નવપલ્લવિત આંબાઓના નવા મોરની વચ્ચે વચ્ચે પ્રકાશી રહેલા સૂર્યનારાયણને હવે ભાળી નથી શકતી. એના જમણા હાથને ઠેકાણે હવે ખાલી બાંય લટકે છે, અને એને ચાલવા માટે પણ એક લાકડાનો પગ બાંધવો પડ્યો છે, જેનો અવાજ સાંભળીને રસ્તે જનારાઓ પાછા વળીને તેની સામું જોયાં કરે છે.

આપણી દેશાભિમાનની લડાઇઓના આ પ્રાચીન અવશેષના દર્શનથી ઘણાંઓ દયાભાવથી માથું

ધુણાવે છે અને નીસાસો નાંખે છે. અથવા ક્વચિત્ તુચ્છકારનાં વચન પણ સાંભળવામાં આવે છે.

એનો ભયાનક દેખાવ જોઈ ન શકવાથી પેલો જાડીયો શેઠીયો આડું જોઈ વાળીને કહે છે: "જોઈ લેજો આ કીર્તિની કિંમત!"

એક જુવાનીયો કંઈક ફીલસુફીનો ગ્રન્થ બગલમાં મારીને ચાલ્યો જતો હતો તે એને જોઈને કહે છે: "મનુષ્યદેહનો આવો ઉંધો ઉપયોગ કરનાર પણ પડ્યા છે!"

પોતાની ચાલાકી બતાવતો પેલો ગામડીયો કહે છે: "આ ડોસો એના હળને ઝાલીને બેસી રહ્યો હોત તો શું ભૂંડો દેખાતો હતો!"

"ઓ ભલા ભગવાન, આ બાપડા ડોસાના શા હાલ!" એમ કહીને એક બાઈ તો ગળગળી થઈ જાય છે.

એ વૃદ્ધ સૈનિકને કાને આ બધી ટીકાઓ પડી. સાંભળતો જાય છે તેમ તેની ભમરો સંકોચાતી જાય

છે. પોતાનો સાથી કંઇક વિચારમાં પડ્યો છે એમ જોઇને એણે તેની જોડે વાત કરવી બંધ કરી હતી, તેથી પેલી ટીકાઓ સાંભળવાને તેના કાન નવરા હતા. અને પેલો જુવાન જોડીદાર પણ આસપાસના લોકોમાં ચાલતી વાતોમાં એનું મન જવાથી પોતાના વૃદ્ધ સાથીના સવાલોના ઉત્તર પૂરા દેતો નથી. તેની આંખો ધ્યાનસ્થ યોગીની જેમ અંતરીક્ષમાં તાકી રહી હતી તે ઉપરથી સમજાતું હતું કે કોઇક ગહન તત્ત્વને ઉકેલવાને તે મથતી હતી.

હું બુઢ્ઢા સિપાહીને મૂછે તાવ દેતો દેખું છું. તે ચાલતો ચાલતો અચાનક ઉભો રહે છે અને એના સિલક રહેલા એક હાથે એના જુવાન જોડીદારને પાછો વાળીને તે કહે છે: "એ લોકો બધા મારી દયા ખાય છે; કારણ કે તેમને ખરી ખબર નથી. મારે જો તેમને ઉત્તર દેવો હોય તો—"

"જી, તો આપ તે લોકોને શું કહો?" ઉત્સુકતાથી યુવક પૂછે છે.

"સૌથી પહેલાં તો હું મારી સામે જોઇને રડતી પેલી બાઇને કહું, કે તારે આંસુ ઢાળવાં હોય તો બીજાં ઘણાં દુઃખો છે તેને માટે ઢાળજે; કારણ કે આ દેહ ઉપરનો એકેએક ઘા જોઇને મને યાદ આવે છે કે મારા દેશને કારણે ઝૂઝતાં અમુક વખતે આ ઘા કમાયો અને અમુક વખતે પેલો ઘા. કેટલાક લોકોને માટે તો એમ શંકા પણ ઉઠાવી શકાય કે એણે પોતાની ફરજ બરાબર અદા નહિ કરી હોય, પણ મેં મારી ફરજ કેવી બજાવી છે તેનું પ્રમાણ તો પ્રત્યક્ષ છે. મારી સેવાઓનો હિસાબ, દુશ્મનની તલવાર અને બંદુકથી લખાયેલો આ અંગ ઉપર ધારણ કરીનેજ હું તો ફરૂં છું. મેં અદા કરેલી ફરજને માટે દયા ખાઇને, ઓ ગરીબ બુઢ્ઢી, તું શું એમ કહેવા માગે છે, કે મેં ફરજને છાપરે ચડાવી હોત તો સારૂં હતું ?"

"વારૂ; પેલા ગામડીયાને તમે શો ઉત્તર આપો ?"

"એને હું એમ કહું કે તારી વાત ઠીક છે, પણ વગરધાસ્તીએ અને નીરાંતે હળ હાંકવું હોય તો પહેલાં આપણે દેશનો જ પાકો બંદોબસ્ત કરવો જોઇયે; અને જ્યાં સુધી પરદેશીઓ આપણાં ખળાં ભરી લઇ જવા ટાંપી બેઠા હોય ત્યાં સુધી એની રક્ષાને સારૂ હાથમાં બળ પણ જોઇયે જ."

"પણ ત્યારે તમે જીંદગી આમ ગુમાવી તે માટે પેલો જુવાન વિદ્યાર્થી પણ દિલગીરી બતાવતો હતો?"

"એનું કારણ એ છે કે આપભોગ અને સહનશક્તિ શી ચીજ છે તેની એને હજુ ખબર નથી પડી. જે પુસ્તકોનો એ અભ્યાસ કરી રહ્યો છે તે પુસ્તકોને અમે વાંચ્યા વગર જ આચારમાં ઉતાર્યાં છે. જે તત્ત્વોનાં તે વખાણ કરે છે તે તત્ત્વોનો અમે દારૂગોળા અને તલવાર વડે બચાવ કર્યો છે."

"એ તો સાચું, પણ તમારા હાથપગ ખોઇને અને લોહી રેડીને જ ને? તમારો ખંડિત દેહ જોઇને

પેલો વેપારી કહેતો ગયો: 'કીર્તિની કિંમત જુઓ, ન જોઇ હોય તો.'"

"એવાનું કહ્યું ન માન બાપુ, ન માન. ખરી કીર્તિ એ તો આત્માનો ખોરાક છે. આપભોગને, ધીરજને અને હિંમતને એમાંથી પોષણ મળે છે. ખાસ કરીને માણસ માણસ વચ્ચેની ગ્રન્થીરૂપે આપણા સહુના માલિકે એ ચીજ બક્ષી છે. જ્યારે આપણા બાંધવોની અંદર આપણે સરસા ગણાઇયે એવી હોંશ થાય ત્યારે આપણે આ વિના બીજી કઇ રીતે તેમની પ્રત્યેનાં આપણાં આદર અને લાગણી દર્શાવી શકીયે? વખાણની આશા કરવી એ પ્રેમની માત્ર એક જ બાજુ થઇ. ખરેખર, સાચી કીર્તિને માટે તો જેટલી કિંમત આપીયે તેટલી ઓછી જ છે. જે અપંગપણું ઉદાર બલિદાનનું સાક્ષીભૂત છે એવા અપંગપણા માટે લજાવાની કંઈ જરૂર નથી. લાજ તો એવા અપંગપણાને માટે આવે કે જે આપણી કુટેવોને અને ઓછી અક્કલને લીધે ઉત્પન્ન થયું

હોય. મને બહુ મન થઇ જાય છે કે રસ્તે જતાં મારી ઉપર જે જે ભારે દયા દેખાડતા ગયા એ બધાને હું જવાબ આપું! પેલા યુવકે પોતાના ગજા ઉપરાંત આંખને વાપરીને આંખનું તેજ મંદ કરી નાંખ્યું છે, તેને જઇને હું પૂછું, તમે આ આંખનું શું કર્યું? ઢસડપસડ કરતા, પોતાનું ભારે કલેવર લઇને ધીરે ધીરે રસ્તો કાપતા પેલા જાડીયાને હું પૂછું કે તારા પગ ક્યાં ગયા? પેલો ડોસો, જેને તેના અકરાંતીયાપણા માટે સંધીવાની શિક્ષા થઇ છે, તેને જઇને પૂછું તારા હાથ ક્યાં નાંખ્યા? અને સહુને આ એક જ સવાલ હું પૂછું કે ઇશ્વરે તમને આપેલાં આયુષ્યનો અને શક્તિઓનો તમે શો ઉપયોગ કર્યો? તમારા જાતિબાંધવોના ભલાને અર્થે તમારે એ વાપરવાં જોઇતાં હતાં કે નાહ? જવાબ દેવાની તમારી તાકાત ન હોય તો આ વૃદ્ધ સિપાહીના ઉપર નકામી દયાની નજર ન નાંખશો, તેણે તો પોતાના સ્વદેશને અર્થે હાથપગ કુરબાન કર્યા છે.

બીલકુલ લજવાયા વગર જો કોઇ પોતાના ઘા બતાવી શકે તો તે આ સિપાહી જ છે; બીજું કોઇ નહિ.''

૯

**આ** નાના સરખા ચિત્રથી હું ફાધર ચૅાફરના ગુણ સારી રીતે સમજી શકયો અને તેથી તેમના માટેનું મારૂં માન વધ્યું.

હમણાં સુધી એ મારી ઓરડીમાં બેઠા હતા. હવે ભાગ્યે જ એક પણ દિવસ એવો જાય છે કે જે દિવસે તેઓ મારે ત્યાં બેસવા ન આવતા હોય કે હું તેમને ત્યાં જતો ન હોઉં.

વૃદ્ધ સિપાહીએ બહુ જોયું છે અને જોયેલું કહેવાની તેને હોંશ છે. વીશ વર્ષ સુધી આખા યુરોપમાં એમણે પોતાની નોકરીને પ્રસંગે મુસાફરી કરેલી હતી. અને પ્રસંગો આવતા ત્યારે તે દ્વૈષભાવ ન રાખતાં જ લૂડી લેતા; કારણ કે એક જ વાત તેમણે સમજી

રાખી હતીઃ સ્વદેશના વાવટાની કીર્તિ. તમને ઠીક લાગે તો એને એક જાતનો વહેમ ભલે ગણજો, પણ સાથે સાથે જ પાપના માર્ગથી બચાવનારૂં તે એક સાધન પણ હતું.

તે સમયે આખા જગતને ગજાવી મુકતો એ શબ્દ 'ફ્રાન્સ' તેને દરેક પ્રકારની લાલચથી બચાવનાર રક્ષાબંધનની ગરજ સારતો. એક મહાન નામને આગળ કરીને કામ કરવું પડે ત્યારે હલકા મનવાળાંને ઠાલો ભાર વહેવા જેવું લાગે છે, પણ પાણીદાર હોય તેમને તો તેમાંથી ઉત્તેજન જ મળે છે.

એક દિવસ એ મને કહેતા હતા કે "ઘણીવાર મને એવા પ્રસંગ આવેલા છે કે જ્યારે મને શયતાનની દોસ્તી કરવાની લાલચ લાગેલી. રણક્ષેત્ર એ પવિત્ર સાત્વિકતાની શાળા છે જ નાહ. ગામો બાળવાં, માલમત્તાનો નાશ કરવો, લોકોના જીવ લેવા, આવાં કામ કરીકરીને માણસની લાગણી જરા ડફૂર બની જાય છે. અને જ્યારે તલવારને જોરે તે રાજ્ય

મેળવે છે ત્યારે તેના મગજમાં આપઆપુદીનો પવન જરા જોરથી ભરાય છે. પણ એવે વખતે દેશની જે કલ્પના મને મારા કાકાએ આપેલી તે હું યાદ કરતો અને મનમાં મનમાં આ પવિત્ર મંત્ર ઉચ્ચારતો: 'જય ફ્રાન્સ.' એ જયઘોષને લોકો હવે હસી કાઢતા થયા છે. પોતાની માના શબ સાથે મજાક કરનારા લોકોએ આ પવિત્ર ગર્જનાને હાસ્યજનક બનાવી મુકી છે. તેમના મનમાં કેમ જાણે એમ જ હોય કે આપણા દેશનું નામ એ એક ભારે પવિત્ર અને ધર્મની ચીજ ન હોય. મને પોતાને પૂછો તો હું ફ્રેંચમૅન છું એ ભાન વડે જ હું કેટલાં બધાં પાપકર્મોથી બચ્યો છું, એ વાત હું કદાપિ વીસરવાનો નથી. હરકોઇ વખતે થાકીને લોથ થઈ ગયો હોઉં અને છતાં લડાઇના મેદાનમાં ઝૂઝવું પડતું હોય અને સામેથી બંદુકોની ગોળીઓ સુસવાટા મારતી ચાલી આવતી હોય તેવે વખતે કોઈ શયતાની અવાજ આવીને કાનમાં કહેતો, ' ભલા માણસ, બીજા છે રહ્યા રહ્યા લડતા, આજની ઘડી તો

દેહને જરા ચેન પડવા દે." પણ તે ઘડીએ–ફ્રાન્સ–એ શબ્દનો ગણગણાટ મારા કાનમાં પડતો અને હું બેવડા વેગથી મારા ભાઇઓની વહારે ધાતો. કોઇ કોઈ વાર ભૂખતરસથી પીડાતો, ટાઢથી કકડતો અને ઘાયલ થઇને એકાદ નેસ પાસે જઈ ચડતો ત્યારે મન થઈ જતું કે એકાદ ઝુંપડીના ધણીની કેડ ભાંગી નાંખું, તેની ઝુંપડી સળગાવી મેલું. પણ વળી મનમાં મનમાં બોલતો: ફ્રાન્સ! અને આગ મેલનાર અને ખૂનો કરનાર સાથે આ નામને ક્યાંથી મેળ બેસે? આ રીતે મારા દેશના નામને લગીરે બટ્ટો નહિ લાગવા દઉં એવો મનની સાથે પાકો નિશ્ચય કરીને જ મેં ઘર બહાર પગ મુક્યો હતો; અને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ–દશે દિશાઓમાં હું વિચર્યો છું. પેલા વૃદ્ધ શૂરાએ મને એક જાદુઈ નામ શીખવી દીધું છે: માતૃભૂમિ. આપણે એનો બચાવ કરીને જ બેસી રહેવાનું નથી. આપણે એને જગતની મોંઘી અને માનીતી બનાવવી જોઇએ.



આજે પાછો હું મારા પડોશીને મળવા ગયો અને બહુ વાર તેમની પાસે બેઠો. વાતવાતમાં આજે તેમણે પોતાને વિષે પહેલાં નહિ કહેલી એવી કેટલીક અવનવી વાતો કહી.

મેં તેમને પૂછયું કે આ તમારાં બે અંગ એક જ લડાઇમાં ગયેલાં ?

"ના, ના;" તેમણે જવાબ આપ્યો: "તોપને તડાકે તો માત્ર મારો પગ જ ઉડયો હતો; અને હાથનો તો ક્લેમાર્ટની ખાણોને ભોગ ધર્યો હતો."

અને મેં સવિસ્તર વાત કહેવા વીનવ્યું ત્યારે "એ વાતો કહેવી એ તો 'રામ રામ' કરવાના જેટલી મારે મન સહેલી છે." તેમ ચલાવ્યું: "વૉટરલૂના જબરા રમખાણ પછી હું ત્રણ માસ લશ્કરી ઇસ્પિતાલમાં આ લાકડાના પગને ઉગવા જેટલો વખત આપવા સારૂ રહ્યો. જરા ઠીંગવા

જેટલી તાકાત આવી કે તરત મેં ઇસ્પિતાલમાંથી રજા લીધી અને પારીસને માર્ગે લાગ્યો. ત્યાં કોઈ સગુંવ્હાલું મળશે એવી આશા હતી. પણ ના; અહીં આવીને જોઉં છું તો કોઈ ન મળે. કેટલાક પરગામ ને કેટલાક પરલોક ચાલ્યાં ગયાં હતાં. વીયેના, માડ્રીડ કે બર્લિન જેવાં પરદેશનાં શહેરોમાં મને અહીં કરતાં કંઇ વધારે અડવું લાગે તેવું નહોતું. જો કે આખા શરીરમાંથી હવે એક પગને ખવ વવો મટ્યો હતો. તોપણ એથી મારૂં કંઈ દાળદર ફીટયું નહોતું. હવે મારી ભૂખ પાછી સતેજ થઇ ગઇ હતી અને ખીસામાંથી છેવટનો પૈસો પણ ઉડી જવાને પાંખ ફફડાવી રહ્યો હતો.

મારા એક જુના સરદારને તો હું જઇને મળ્યો હતો જ. અને તેને યાદ પણ આવ્યું ખરૂં કે મોન્ટરો પાસે થયેલી એક લડાઇમાં મારો પોતાનો ઘોડો તેને આપીને મેં તેને સારી મદદ કરી હતી તેણે મને પોતાને ત્યાં સુવાની અને જમવાની સગવડ

કરી આપી. મને ખબર હતી કે હજુ ગયે જ વર્ષે એક કિલ્લા અને પુષ્કળ જમીનની જોડે તેનું લગ્ન થયું હતું; એટલે મેં ધાર્યું હોત તો હું એક લક્ષાધિપતિનો ખીદમતગાર બનાને ત્યાં રહી શકત. અને એ વખતે એ જગ્યા પણ ઓછી લલચાવનારી ન હતી. મારે ફક્ત એટલું એક વિચારવાનું રહ્યું હતું કે આના કરતાં કંઇ વધારે સારો ધંધો હું કરી શકું કે નહિ. એક દિવસ આ બાબત પર મેં ખૂબ વિચાર કર્યો.

'આમ જો ચૅાફર,' મેં મારા મનને કહ્યું: 'આપણે મરદની જેમ રહેવું છે એ પહેલી વાત છે. કાર્લનું ઘર તને અનુકૂળ તો છે, પણ તું એથી સારૂં બીજું કંઈ ન કરી શકે? તારૂં શરીર હજુ તો નરવું છે, અને તારા બાહુમાં પણ હજુ બળ છે. તારામાં જેટલું ઝવેરાત છે એ બધું તારા વિન્સેનીસવાળા કાકા કહેતા તેમ માતૃભૂમિને ચરણે મેલવું નથી જોઇતું? તારા કરતાં યે ઉમ્મરમાં મોટો અને તારા કરતાં યે વધારે કપાયેલો ઘવાયેલો કોઈ સિપાઇ હોય

તેને જ તારા કર્નલને ઘેર આવીને પોતાની હૉસ્પિતાલ જમાવવા દે ની! ઉઠ ઉઠ, શૂરા સિપાહી, હજી એક બે લડાઇઓ લડી નાંખવા જેટલું તારા શરીરમાં બળ છે. આમ પડ્યા રહીને તારે ઠાલો વખત ગુમાવવો ન જોઇયે.'

"આમ વિચાર કરીને મેં કર્નલ પાસે જઇને આભાર સાથે તેમની રજા માગી. એક વૃદ્ધ ગોલંદાજ મારો ઓળખીતો હતો અને હવે પત્થરની ખાણોનો ધંધો ચલાવતો હતો તેની પાસે હું પહોંચ્યો અને નોકરી લીધી.

પહેલાં થોડા માસ તો મારે ઉમેદવારી જ કરવી પડી. એટલે કે કામ થોડું ને હરડાફરડ ઝાઝી. પણ દાનત પાક હોય તો માણસની માફક પથરા પણ વશ થાય છે. મજુરોની ટોળીમાં હું પહેલે નંબરે તો નહોતો, પણ મહેનતુ અને સારા મજુરોમાં મારી ગણીતરી તો હતી જ. હું મોજમાં રહેતો અને પેટ ભરીને ખાતો પીતો; કારણ કે મારે હૈયે

નીરાંત હતી કે મેં જે મેળવ્યું છે તે પાક દાનતથી મેળવ્યું છે. કારણકે બહારથી દેખાતું નહિ હોય, છતાં અંદરખાનેથી મારા મનમાં હું એટલું અભિમાન તો સાચવી જ રહ્યો હતો. ખડકોની અંદરથી સુંદર ઘર બનાવવાના કાર્યમાં હું મારો પોતાનો હિસ્સો અર્પણ કરી રહ્યો છું એ વિચારથી મને હરખનો ઉમળકો આવતો અને હું મનમાં કહેતો:

'હિમ્મત રાખ, ચૅાપર, મારા વહાલા ડોસાજી, તારા દેશની શોભામાં તું વૃદ્ધિ કરી રહ્યો છે.'

અને એનાથી મારો જુસ્સો સચેત રહેતો.

કમનસીબે મારી સાથે કામ કરનારા મારા જોડીદારો દ્રાક્ષાસવના ભારે રસીયા હતા. તે એટલી હદ સુધી કે એક વાર તો એક જણને પોતાના મ્હો કે માથાનું કશું ભાન ન રહ્યું અને એવી બેભાન હાલતમાં એક ભરી રાખેલી સુરંગની પાસે દિવાસળી સળગાવવાનું તેને ગમ્યું. સુરંગ તત્ક્ષણ ફાટી અને અમારી ઉપર ચોપાસ પથરાઓનો વરસાદ ટૂટી પડ્યો.

તેનાથી ત્રણુ જણુના જાન ગયા અને એક પત્થર મારો આ ખાલી બાંય વાળો હાથ ઉપાડી ગયો."

"ત્યારે વળી પાછા તમે ધંધા વિનાના થઇ પડયા!" મેં એ વૃદ્ધ સિપાઇને કહ્યું.

"એમ તો કંઈ નહિ. પણુ ધંધામાં જરા હેરફેર કરી લેવી પડી." શાન્તિથી તેમણે જવાબ આપ્યોઃ "દસ આંગળાંને બદલે હવે પાંચથી થઇ શકે તેવું કામ શોધી કાઢવું જરા અઘરૂં હતું, પણુ મેં તો એ પણુ શોધી કાઢયું જ."

"કેવું કામ?"

"પારીસના રસ્તા વાળનારાઓની સાથે."

"શું! શું! તમે એ પણુ કર્યું?"

"હા બાઇ, શહેરસફાઇના લશ્કરનો સિપાઇ પણુ થોડા વખત માટે હું બન્યો હતો, અને એમાં પણુ હું તો ખુશ હતો. એ વાળનારા લોકો જેટલા ગંદા છે

તેટલા નીચ નથી, એ મારે તમને કહેવું જોઇએ. તેઓમાં ભવાઈ ખેલનારી બાઇઓ હતી, જે તેમની આખી જીંદગી પૈસો બચાવવાનું શીખી જ નહોતી. અને સટ્ટાના ફંદમાં ફસાઇને પાયમાલ થયેલા કેટલાક વેપારીઓ પણ અમારી અંદર હતા. અમારી ટોળીમાં એક પ્રોફેસર પણ હતા, જે એકાદ પ્યાલી મળે તો લૅટિન અને ગ્રીક, કહો તેવી કવિતાઓ મોઢે બોલી જાય. સભાજય કરવા જેટલી તો તેમની શક્તિ નહોતી, પણ અમારામાં જે ખામી હતી તે અમારી ગરીબાઇને લીધે હતી એમ સમજીને અમે સમાધાન માનતા અને અમારા ખુશમિજાજથી અને વિનોદથી અમે અમારી ગરીબાઇમાં પણ માહાશ મેળવતા. એ મંડળમાં, બીજા કરતાં સહેજ ચડીયાતા રહેવાનો પ્રયત્ન કરવા છતાં હું તેમના જેવો જ કઢણ અને ગમ્મતી તો રહેતો જ. ગટરની ગંદકીમાં પણ મેં મારી એ શ્રદ્ધાને ચળવા ન દીધી કે જે કંઇ દેશને ઉપયોગી છે તેમાં કોઈ કાળે બદનામી ન જ હોય.

'ચૅાફર,' જરા હસતો હસતો હું મનમાં કહેતો: 'તલવાર પછી હથોડી આવી, અને હથોડી પછી આ ઝાડુ આવ્યું. ભાઈ સાહેબ, તમે ઠીક પગથીયાં ઉતરવ લાગ્યા છો. પરંતુ એમાં તારો અધ:પાત તો નથ જ. તું તારા દેશની સેવા કરી રહ્યો છે, એ જ સાચું.' '

"પણ પાછો તમે આ નવો ધંધો પણ છોડ દીધો ?" મેં કહ્યું.

"હા ભાઇ, જરા સુધારાની જરૂર હતી. બીચાર વાળનારાઓના પગ જવલ્લે જ કોરામાં રહે છે. ભેજમ ને ભેજમાં રહેવાથી આખરે મારા સારા પગના ઘા પાછ ઉઘડ્યા, એટલે આ લશ્કરમાં મારાથી વધુ વખત ન રહ શકાયું. હથીયાર નીચે મુકવાની મને જરૂર જણાઇ પારીસના સુધરાઇ ખાતાનું કામ છોડી દીધાને મને આજ બે મહિના થઇ ગયા.

પ્રથમ તો હું મુંઝાયો. બે હાથ અને બે પગ માંથી હવે માત્ર એક જમણો હાથ જ સાજો હતો. તે પણ નબળો પડી ગયેલો હતો, એટલે કંઇક ગૃહસ્થાઈવાળ

કામ એને શોધી આપવાની જરૂર હતી. કેટલાંક બીજાં કામો અજમાવી જોયા પછી અંતે પુંઠાની ડાબડીઓ બનાવવાનું કામ હાથ લાગ્યું. અને દેશરક્ષકોનાં બટન બેસાડવા માટે અત્યારે હું પુંઠાની ડબ્બીઓ બનાવી રહ્યો છું. આ કામમાં ઝાઝો નફો નથી, પણ એ બધાથી બની શકે એવું છે. સવારે ચાર વાગે ઉઠું છું અને રાતના આઠ સુધી કામ કરૂં છું એટલે ૬૫ સેન્ટાઇમ (આશરે સાડા છ આના) જેટલું મળે છે. ભોજન અને ઘરભાડામાં તેમાંના ૬૨ ચાલ્યા જાય છે, બાકી ત્રણ મનગમતા મોજશોખ માટે પડયા રહે છે. આવી રીતે હું ફ્રાન્સની સરકારના કરતાં યે વધુ તવંગર છું, કારણકે મારા ખર્ચ માટે મને મારી આવક કાદ ઓછી પડી નથી. અને એમાંયે મારા ફ્રાસની તો હું સેવા જ કરી રહ્યો છું, કારણ કે તેનાં બટનને હું સુરક્ષિત રાખું છું."

આટલું બોલીને ચૅાફર કાકા મલકાતે મ્હોડે મારી સામું જોવા લાગ્યા, અને તેમની મોટી કાતરથી પાછા

ડાબડીઓને માટે કાગળ કાપવા લાગ્યા. મારા અંતઃકરણ ઉપર સચોટ અસર થઇ હતી. હું વિચારમાં ગર્ક થઇને બેસી રહ્યો.

આ પણ ત્યારે ધર્મની સેનાનો એક સૈનિક જ છે તો; જે જીવનવિગ્રહમાં દુનીયાને દૃષ્ટાંત રૂપ થતાં દુનીયાના ઉદ્ધારને અર્થે સદા મોખરે રહીને જ કૂચ કરી રહેલ છે! બધા પ્રકારના બહાદુર યોદ્ધાઓ માટે આ પોતપોતાની રણગર્જના પણ છે જ. એકને માટે એ ગર્જના છે–"દેશ", બીજાને માટે—"કુટુંબ", ત્રીજાને માટે વળી–"માણસજાત". પણ તે સર્વ એક ધર્મના ધ્વજાને જ અનુસરનારા છે, કારણ કે જ્યાં જાઓ ત્યાં સર્વત્ર એક જ ઇશ્વરી નિયમ પ્રવર્તે છે—આપભોગનો નિયમ. પોતાની જાતના કરતાં બીજી કોઇ વસ્તુને વ્હાલી કરવી—જ્યાં જ્યાં મહત્ત્વ, વિભૂતિ જોવામાં આવે છે તેનું રહસ્ય એ જ છે.

**परोपकाराय सतां विभूतयः**

# નવજીવન પ્રકાશન મન્દિર—અમદાવાદ

## નવાં પુસ્તકો

| | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|
| રાયણ | ૦-૮-૦ | ૦-૨-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૮-૦ | ૦-૨-૦ |
| હિન્દ કેમ પાયમાલ થયું ? | ૦-૮-૦ | ૦-૨-૦ |
| આણુપ્રતિષ્ઠા | ૦-૬-૦ | ૦-૨-૦ |
| ગાંધીજીન જુબાની | ૦-૬-૦ | ૦-૧-૬ |
| અરજુનવાણી | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| आश्रमभजनावलि | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| श्रीमद् भगवद्गीता | ૦-૮-૦ | ૦-૧-૦ |

## બાળસાહિત્ય

| | | |
|---|---|---|
| ચાલણગાડી—નાની | ૦-૧-૩ | ૦-૦-૬ |
| ચાલણગાડી—મોટી | ૦-૩-૦ | ૦-૧-૦ |
| ચાલણગાડીના શિક્ષકોને | ૦-૧-૦ | ૦-૦-૬ |

---